# સને ૧૮૭૦ નો આકટ ૭ મો.

## કોરટની ફીનો આકટ.

સરકારી ગજેટ ઉપરથી

ભગવાનલાલ સંપત્તરામે.

છપાવી પ્રગટ કર્યો.

નેટિવ પ્રેસમાં, કાનકાદેવી રસ્તે

નંબર—૪૧ ના ઘરમાં

મુંબઈ

સને ૧૮૭૧—સંવત ૧૯૨૭

શકે ૧૭૯૩

કિંમત રૂ૦॥

# સન ૧૮૭૦ નો આક્ટ ૭ મો.

ઇંડિયાના ગવરનર જનરલ ઇન કૌંસિલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલ સાહેબ સન ૧૮૭૦ ના માર્ચ મહિનાની ૧૧ મી તારિખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિદ્ધ કરયોછે.

સન ૧૮૭૦ નો કોરટની "ફી" નો આક્ટ.

## બાબ ૧ લો.

### પ્રથમ નિયમો.

#### કલમ ૧ લી.

આ આક્ટને "સન ૧૮૭૦ નો કોર્ટની ફીનો આક્ટ" કહેવો.

ન્હાનું મથાળું.

આ આક્ટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે.

આક્ટ ક્યાંહાં ક્યાંહાં લાગુ છે.

અને આ આક્ટ સન ૧૮૭૦ ના એપ્રિલ મહિનાની પેહેલા તારિખે ચાલુ થશે.

આક્ટ ક્યારે ચાલુ થશે

#### કલમ ૨ જી તથા ૩ જી

૨૬—૧૮૭૦ ના ૧૪ થી.

---

## બાબ ૨ જો.

હાઇ કોરટોની અને ઇલાકાનાં મુખ્ય શેહરોમાંહેની ન્હાના મુકદમાની કોરટોની ફી.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૪૨૭



## કલમ ૪ થી.

આ આકટને જોડેલાં ૧ લા અથવા ૨ જાં પરિસિષ્ટમાં કહેલા પ્રકારના

હૈકોરટ વિશેષ હકુમત ચલાવતી હોય ત્યારે

જે દસતાવેજ બાબત ફી ભરી છે તેવા કોઈ દસતાવેજ બાબત એ બેઊ પરિશિષ્ટમાંના હર કોઈ પરિશિષ્ટમાં યોગ્ય ફીની જે રકમ લખી છે તે કર્તાં ઓછી નહીં હોય તેટલી ફી આપ્યા વગર તે દસતાવેજ સદરહુ હૈકોરટોમાંની કોઈ હૈકોર્ટ અસલ દિવાની મુકદમાનો ઇનસાફ કરવાની પોતાની વિશેષ હકુમત ચલાવતી હોય ત્યારે,

અથવા અસલ ફોજદારી મુકદમાનો ઇનસાફ કરવાની પોતાની વિશેષ હકુમત ચલાવતી હોય ત્યારે,

અથવા સદરહુ કોરટના બે અથવા બે કર્તાં વત્તા જડજોના અથવા ડિવિજન

અથવા અપીલ લેવાની હકુમત ચલાવતી હોય ત્યારે.

કોરટના ફેસલા ઉપર અપીલ થઈ હોય તે બાબત પોતાની હકુમત ચલાવતી હોય ત્યારે,

અથવા પોતે જે કોરટોનો તપાસ રાખતી હોય તે કોરટોના ફેસલા ઉપર અપીલ થઇ હોય તે અપીલ બાબત પોતાની હકુમત ચલાવતી હોય ત્યારે,

અથવા મંજુરિયત માગવાની કોરટ અથવા તપાસનો કોરટ તરીકે પોતાની હકુ-

અથવા મંજુરિયત માગવાની તથા તપાસની કોર્ટ તરીકે તે કોરટમાં ફૈલ કરેલા વગેરે દસતાવેજ બાબત ફી.

મત ચલાવતી હોય ત્યારે કોઇ મુકદમામાં તે કોરટમાં ફૈલ કરવો નહીં, અથવા પુરાવામાં આપવો નહીં, અથવા દફતરમાં દાખલ કરવો નહીં, અથવા તે કોરટે લેવો નહીં અથવા આપવો નહીં.

## કલમ ૫ મી.

આ બાબ પ્રમાણે ફી આપી છે કે નહીં તે તપાસવાનું કામ જે અમલદારનું

ફીની જરૂર છે કે નહીં તે બાબાત અથવા ફીની રકમ બાબત તકરાર પડે ત્યારે કામ ચલાવવાની રીત.

હોય તેના અને દાવો કરનારની અથવા અટર્નીની વચ્ચે ફી આપવાની જરૂરી બાબત અથવા ફીની રકમ બાબત તકરાર પડે અને તે તકરાર સદરહુ હૈકોરટોમાંની કોઇ હૈકોરટમાં પડી હોય તો તે તકરાર ટયાકસિંગ આફિસરની પાસે મોકલવી, અને તે જે ફેસલો કરશે તે આખરનો સમજવો, પણ તે તકરાર ઘણી જરૂરનો છે એહેવું તે આફિસરની નજરમાં આવે તો તેણે તેનો આખરનો ફૈસલો થવાસારૂ તે હૈકોરટના ચીફ જસ્ટિસની પાસે મોકલવી, અથવા ચીફ જસ્ટિસે આ કામસારૂ હૈકોરટના જે જડજને ઘણું કરીને અથવા વિશેષ રીતે નીમ્યો હોય તે જડજની પાસે મોકલવી.

સદરહુ પ્રકારની કાંઇ તકરાર ન્હાના મુકદમાંની સદરહુ કોરટોમાંહેની કોઇ કોરટમાં પડે ત્યારે તે કોરટના કલાર્કની પાસે તે તકરાર મોકલવી, અને તે જે ઠરાવ કરશે તે આખરનો સમજવો. પણ તે તકરાર ઘણી જરૂરની છે એહેવું તેની નજરમાં આવે તો તેણે તેનો આખરનો ફેસલો થવાસારૂ સદરહુ કોરટના ફરસ્ટ જડજની પાસે મોકલવી.

આ કલમની પેહેલી રકમના અર્થ પ્રમાણે ટચાકસિંગ આફિસર કોહોને સમજવો તે ચીફ જસ્ટિસે ઠરાવવું.

---

# બાબ ૩ જો.

## બીજી કોરટોની અને સરકારી કચેરીઓની ફી.

### કલમ ૬ ઠી

જીહામાંહેની કોરટોમાં અથવા સરકારી કચેરીઓમાં ફેલ વગેરે કરેલા દસતાવેજો બાબત ફી.

આ આકટને જોડેલાં પેહેલાં અથવા બીજાં પરિશિષ્ટમાં જે પ્રકારના દસતાવેજ બાબત ફી બેસે છે એવું કહ્યું છે તેવા દસતાવેજની યોગ્ય ફીની જે રકમ તે પરિશિષ્ટમાં લખી હોય તે કરતાં ઓછી નહીં હોય તેટલી ફી તે દસતાવેજ બાબત આપ્યાવગર તેહેવો કંઇ દસતાવેજ આ આકટમાં પ્રાછળ કહેલી કોરટો-સિવાય ઇનસાફની બીજી કોઇ કોરટમાં ફેલ કરવો નહીં; અથવા પુરાવામાં આપવો નહીં અથવા દફતરમાં દાખલ કરવો નહીં, અથવા કોઇ સરકારી અમલદારે લેવો નહીં અથવા આપવો નહીં.

### કલમ ૭ મો.

કેટલીએક ફરિયાદીઓમાં ફી આપવી જોઇયે તે કેમ ગણવી.

આ કલમમાં આગળ કહેલી ફરિયાદીઓમાં આ આકટ પ્રમાણે ફી આપવી પડે તે હેઠલ લખ્યા પ્રમાણે ગણવી.

પૈસા બાબત.

૧. પૈસા બાબતની ફરિયાદીમાં (એમાં નુકસાન બાબતના અથવા નુકસાનના વળતર બાબતના દાવા અથવા ગુજરાનના ખરચના અથવા આનયુટીના અથવા મુદતે ને મુદતે આપવાની બીજી રકમોના ચડેલા અવેજ બાબતના દાવા આવે છે) જેટલા રૂપીઆનો દાવો કરયો હોય તેટલા રૂપીઆની રકમ પ્રમાણે ફી ગણવી.

ગુજરાન બાબત તથા આન્યુઇટી બાબત.

૨. ગુજરાનના ખરચ બાબતની તથા આન્યુઇટી બાબતની અથવા મુદતે મુદતે આપવાની બીજી રકમો બાબતની ફરિયાદીમાં દાવાના વિષયની કિંમત પ્રમાણે ફી ગણવી; અને તે કિંમત એક વરસના જેટલા રૂપીઆ લેવાનો દાવો કર્યો હોય તેથી દશગણી સમજવી.

બજારમાં કિંમત થાય તેહેવી કંઇ જંગમ માલમિલકત બાબત.

૩. પૈસા સિવાય બીજી કંઇ જંગમ માલમિલકત બાબતની ફરિયાદીમાં દાવાના વિષયની કિંમત બજારમાં થતી હોય તો અરજી આપવાની તારિખે જે કિંમત હોય તે કિંમત પ્રમાણે.

૪ હેઠળ લખેલા પ્રકારની ફરિયામાં,

બજારમાં કિંમત થતી નહીં હોય તેહેવી જંગમ માલમિલકત બાબત.

(અ). જંગમ માલમિલકત બાબતની ફરિયાદીમાં દાવાના વિષયની કિંમત બજારમાં થતી નહીં હોય, જેમ હકસંબંધ વિષેના દસતાવેજની બાબતમાં ;

અવિભક્ત કુટુંબની માલમિલકત માંહેના હિસ્સા સંબંધી હક અમલમાં લાવવા બાબત.

(બ). કુળાણી માલમિલકત અવિભક્ત કુટુંબની છે તે સબબથી તેમાંહેના હિસ્સા સંબંધી હક અમલમાં લાવવા બાબતની ફરિયાદીઓમાં.

હક ઠરાવીને અમલમાં લાવવા બાબત.

(ક). ફક્ત હક ઠરાવવાનું જ હુકમનામું અથવા હુકમ કરાવી લેવાની ફરિયાદી હોય અને તે હુકમનામું અથવા હુકમ અમલમાં લાવવાનો બંદોબસ્ત કરવાબાબત અરજીમાં લખ્યું હોય તે ફરિયાદીઓમાં ;

તાકીદ થવા બાબત.

(ડ). તાકીદ થવા બાબતની ફરિયાદીઓમાં.

*ઇઝમેંટ બાબત.

(ઇ). જમીનમાંથી કાંઇ ફાયદો થાય તે ફાયદા ઉપરના હક બાબતની ફરિયાદીઓમાં (જે ફરિયાદીઓ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરેલો નથી) અને,

હિસાબ બાબત.

(ફ) હિસાબ બાબતની ફરિયાદીઓમા.

---

* ટીપ.—હરએક માણસને પોતાના પડોસીની જગામાંથી અથવા વેહેળા વગેરે ઉપરથી અથવા જવાનો અથવા બીજા હરએક પ્રકારનો હક અથવા પરવાનગી વગેરે લેખ દસતાવેજ ઉપરથી અથવા અસલનો ચાલથી હોય તે.

જે દાદ માગી હોય તેની જે કિંમત અરજીમાં અથવા અપીલની યાદીમાં ગણીને લખી હોય તે કિંમતના આંકડા પ્રમાણે.

જે દાદ માગી હોય તેની વાદી જે કિંમત ગણતો હોય તે કિંમત તેણે સદરહુ પ્રકારની સઘળી ફરિયાદીઓમાં લખવી; અને દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૧ મી કલમના ઠરાવમાં "દાવો" આ શબ્દને ઠેકાણે "જે દાદ માગવી હોય તે" આ શબ્દો દાખલ કરયા હોત તો તે કલમ જે પ્રમાણે લાગુ થતે તેજ પ્રમાણે તે લાગુ છે એવું સમજવું.

જમીનનો તથા ઘરોનો તથા વાડીઓનો કબજો લેવા બાબત.

૫. જમીનનો તથા ઘરોનો તથા વાડીઓનો કબજો લેવા બાબતની ફરિયાદીઓમાં દાવાના વિષયની કિંમત ગણી હોય તે પ્રમાણે, અને તે કિંમત હેઠળ લખ્યા પ્રમાણે સમજવી.

દાવાનો વિષય જમીન હોય, અને.

(અ). તે જમીન સઘલું ઈસ્ટેટ હોય અથવા હરકોઇ ઇસ્ટેટનો નિયમિત હિસ્સો હોય તેનુ વરસોવરસ સરકારમાં મેહસુલ આવતું હોય;

અથવા તે જમીન સદરહુ ઇસ્ટેટનો ભાગ હોય અને ઉપર તે સદરહુ પ્રકારનું મેહેસુલ જુદું ઠરાવીને કલેકટરનાં રજીસ્ટરમાં દાખલ કરેલું હોય.

અને સદરહુ પ્રકારનાં મેહેસુલનો કાયમ ઠરાવ કરયો હોય ત્યારે સદરહુ પ્રકારનું જેટલું મેહેસુલ આપવું હોય તેદી દશગણી સમજવી.

(બ). તે જમીન સઘલું ઈસ્ટેટ હોય અથવા હરકોઇ ઇસ્ટેટનો નિયમિત હિસ્સો હોય તેનું વરસોવરસ સરકારમાં મેહેસુલ આવતું હોય અથવા તે જમીન સદરહુ પ્રકારના ઇસ્ટેટનો ભાગ હોય અને તે બાબત સદરહુ પ્રકારનું મેહેસુલ જુદું ઠરાવીને દફતરમાં દાખલ કરેલું હોય.

અને સદરહુ પ્રકારનાં મેહેસુલનો ઠરાવ કરયો હોય પણ કાયમ ઠરાવ કરયો નહીં હોય ત્યારે સદરહુ પ્રકારનું જેટલું મેહેસુલ આપવું હોય તેથી પાચગણી સમજવી.

(ક) જમીનનું સદરહુ પ્રકારનું મેહેસુલ આવતું નહીં હોય અથવા મેહેસુલની કંઇ માફી હોય અથવા સદરહુ પ્રકારના મેહેસુલને બદલે ઉધડી રકમ આપવી પડતી હોય,

અને ફરિયાદીની અરજી આપવાની તારિખની અગાઉને વરસે તે જમીનની ચોખ્ખી ઉપજ થઇ હોય ત્યારે,

તે ચોખ્ખી ઉપજથી પંનરગણી સમજવી.

પણ જમીનની સદરહુ પ્રકારની ચોખ્ખી ઉપજ થઇ નહીં હોય ત્યારે તે જમીનની પાસેની તેહેવીજ જમીનની કિંમત ઉપર નજર રાખીને કોરટે તે જમીનની કિંમતનો સુમાર કહાડે તે સમજવી.

(ડ) જે ઇસ્ટેટનું મેહેસુલ સરકારમાં આવે છે તે ઇસ્ટેટનો ભાગ જમીન હોય પણ તે તે ઇસ્ટેટનો નિયમિત ભાગ નહીં હોય અને ઉપર કહ્યા પ્રમાણે તે ઉપર

જુદો ધારો ઠરાવ્યો નહીં હોય ત્યારે જમીનની બજારમાં કિંમત થતી હોય તે સમજવી.

પણ એવું ઠરાવ્યું છે કે મુંબઈના ગવરનર ઇન કૌંસીલના તાબામાંહેના મુલકમાં જમીનની કિંમત હેઠળ લખ્યા પ્રમાણે સમજવી.

મુંબઇ ઇલાકા બાબત વિશેષ ઠરાવ.

(૧). ઘણામાં ઘણાં તીસ વરસ સુધીની મુદતને ઠરાવે જમીન રાખ્યાને કમાલ દર પ્રમાણે સરકારમાં ધારો ભરતા હોય તે જમીનનાં જરીફની માપણી કરીને ધારો ઠરાવ્યો હોય તેથી પાંચગણી સમજવી.

(૨). ધારાના કાયમ ઠરાવે અથવા તીસ વરસ કરતાં વત્તી મુદતને ઠરાવે જમીન રાખ્યાને કમાલ દરપ્રમાણે સરકારમાં ધારો ભરતા હોય તે જમીનના જરીફની માપણી કરીને ધારો ઠરાવ્યો હોય તેથી દશગણી સમજવી.

(૩. જરીફની માપણી કરીને વાર્ષિક ધારો ઠરાવ્યો હોય તે સઘળો અથવા તેનો કંઇ ભાગ માફ કરવામાં આવે ત્યારે પ્રસંગ પ્રમાણે આ વિશેષ ઠરાવની (૧) લી કલમ પ્રમાણે અથવા (૨) જી કલમ પ્રમાણે ગણેલી રકમ અને સદરહુ પ્રમાણે માફ કરેલા ધારાની રકમથી અથવા ધારાનો જેટલો ભાગ માફ કીધો હોય તેથી દશગણી રકમ મળીને જેટલા રૂપીયાની રકમ થાય તેટલી રકમ સમજવી.

ખુલાસો.—આ રકમમાં "ઇસ્ટેટ" આ શબ્દ લખ્યો છે તે શબ્દનો અર્થ જે જમીનનું મેહસુલ આપવું પડતું હોય તે બાબત ધણીએ અથવા ઇજારદારે અથવા ખેડુતે સરકારને જુદી કબુલત લખી આપી હોય અથવા તેહેવી કબુલત નહીં હોય અને તે જમીન ઉપર જુદો ધારો ઠરાવ્યો હોય તે જમીન એવો સમજવો.

(૪). દાવાનો વિષય ઘર અથવા વાડી હોય ત્યારે તે ઘરની અથવા વાડીની કિંમત બજારમાં થતી હોય તે સમજવી.

૬. અગ્રક્રયાધિકારનો હક અમલમાં લાવવા બાબતની ફરીયાદોમાં જે જમીન બાબતના અથવા ઘરબાબતના અથવા વાડીબાબતના હકનો દાવો કરયો હોય તે જમીનની અથવા ઘરની અથવા વાડીની (આ કલમની ૫ મી રકમ પ્રમાણે આંકેલી) કિંમત પ્રમાણે સમજવી.

અગ્રક્રયાધિકારનો હક અમલમાં લાવવા બાબત.

૭. જમીનનાં મેહેસુલના આસાનોના હક સંબંધ બાબતની ફરિયાદીમાં, અરજી આપવાની તારીખની અગાઉને વરસે તેને જે એન ઉપજ થઇ હોય તેથી પંનરગણી સમજવી.

જમીનનાં મેહેસુલના આસાનોના હક સંબંધ બાબત.

૮ જમીનની અથવા જમીન ઉપરના અથવા જમીનનાં મેહેસુલઉપરના હક સંબંધનો જપ્તી રદ કરાવવા બાબતની ફરિયાદીમાં જે રકમ બાબત તે જમીન અથવા હકસંબંધ જપ્ત થયો હોય તે રકમ પ્રમાણે સમજવી.

જપ્તી રદ કરાવવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની રકમ જમીનની અથવા હકસંબંધની કિંમત

કર્તાં વત્તો હોય તો પીનો રકમ તે જમીનના અથવા હક સંબંધના કબજા બાબતની ફરિયાદી હોત તો જે પ્રમાણે ગણતે તે પ્રમાણે ગણવી.

૯ ધરેણે મુકેલી માલમિલકત પાછી લેવા બાબત ગીરોદારની ઉપરની ફરિયાદીમાં·

ધરેણે મુકેલું છોડાવવું.

અને ધરેણે મુકેલી માલમિલકત છોડાવવાનો ધરેણે મુકનારનો હક રદ કરવા બાબત ગીરોદારે કરેલી ફરિયાદીમાં.

ધરેણે મુકેલી માલમિલકત છોડાવવાનો હક રદ કરવો.

અથવા કંઈ સરત કરીને વેચાણ કરવાનું ઠરાવીને ધરેણે મુકી હોય તે વેચાણ કાયમ થવાનો હુકમ થવા બાબત ફરિયાદ કરી હોય ત્યારે.

૧૦. જેટલા મુદ્દલ રુપીઆ બાબત ગીરોનો દસતાવેજ કરી આપ્યો હોય તે પ્રમાણે સમજવી.

હેઠળ લખેલા કરાર પુરા કરાવવા બાબતની ફરિયાદીઓમાં એટલે.

કરાર પુરો કરવા બાબત.

(અ). વેચાણનો કરાર—કરારનામાં લખેલા અવેજની રકમ પ્રમાણે સમજવી.

(બ). ગીરોનો કરાર—જે રકમ કરારનામાંમાં લખી હોય તે પ્રમાણે સમજવી.

(ક). પટાનો કરાર ફેન* અથવા પ્રિમિયમ આપ્યું હોય તો તે ફેન અથવા પ્રિમિયમના રુપીઆ અને મુદતના પેહેલાં વરસમાં ભાડું આપવાનું ઠરાવ્યું હોય તે ભાડાના રુપીઆ મળીને કુલ એકંદર જેટલા રુપીઆ થાય તે પ્રમાણે સમજવી.

(ડ). પંચનો ફેસલો—તકરારી માલમિલકતની રકમ પ્રમાણે અથવા કિંમત પ્રમાણે સમજવી.

૧૧. જમીનદાર અને ખેડુતની વચ્ચે હેઠળ લખેલી ફરીયાદો હોય તેમાં એટલે

જમીન અને ખેડુતની વચ્ચે.

(અ). પટાનો સામો લેખ ખેડુત પાસે અપાવો એ રીતે ફરિયાદી કરી હોય તેમાં.

(બ). ખાતાંના કબજા ભોગવટાના હકવાળા ખેડુતનું ભાડું (એટલે ગણોત) વધારવા બાબતની ફરિયાદીઓમાં.

(ક). જમીનદાર પાસે પટા આપવો એ રીતે ફરિયાદ કરી હોય તેમાં.

---

* ફેન અથવા પ્રામિયમ એટલે હરકંઇ સ્થાવર મિલકત વહિવટમાં લેવાસાર નવો પટો કરે ત્યારે તે મિલકતના ધણીને સેલાંપાગડીના અથવા નજરાણાંના રુપીઆ આપેછે તે.

(ડ). જમીન મુકી દેવા બાબતની નોટીસ બાબત હરકત લેવા બાબતની ફરિયાદીમાં.

(ઈ). જમીનદારે ખેડુતની પાસેથી કાયદા વિરૂદ્ધ રીતે જમીન લઈ લીધી હોય તે જમીનનો કબજો ભોગવટાનો હક પાછો લેવા બાબતની ફરિયાદીમાં.

(ફ). ભાડું (ગણોત) ઓછું કરાવવા બાબત ફરિયાદ કરી હોય તેમાં.

જે જમીન બાબત ફરિયાદ હોય તે જમીનનાં ગણોતના જેટલા રૂપીઆ અરજી આપવાની તારીખની અગાઉનાં વરસ બાબત આપવા હોય તે પ્રમાણે સમજવી.

### કલમ ૮ મી

નુકસાનના વળતર બાબત હુકમનામું થયું હોય તે બાબતની અપીલની યાદીની ફી.

સાર્વજનિક કામસારૂ જમીન લેવા બાબતના હરકોઈ ચાલુ આકટ પ્રમાણે નુકસાનીના વળતર બાબત હુકમ થયો હોય તે હુકમ બાબતની અપીલની યાદી બાબત આ આકટ પ્રમાણે જે ફી આપવી જોઈયે તે ફેસલામાં જેટલા રૂપીઆ ઠરાવ્યા હોય તેટલા રૂપીઆ અને આપેલંટે જેટલા રૂપીઆનો દાવો કીધો હોય તેટલા રૂપીઆ એ બેઉ રકમમાં ફેર હોય તે પ્રમાણે ગણવી.

### કલમ ૯ મી.

ઐન ઉપજ અથવા બજારની કિંમત નક્કી કરવાનો અધિકાર.

૭ મી કલમની ૫ મી અને ૬ ઠ્ઠી રકમમાં કહેલા પ્રકારની હરકોઈ જમીનનો અથવા ઘરનો અથવા વાડીનો વરસ દહાડાની ઐન ઉપજ અથવા બજારમાં તેની જે કિંમત થાય તે ઓછી આંકીછે એવું માનવાનો સબબ કોર્ટની નજરમાં આવે તો તેમાં કહેલી હરકોઈ ફરિયાદીમાં ફી આપવી જોઈયે તે ગણવા સારૂ કોઈ લાયક માણસને જરૂરીની સ્થાનિક અથવા બીજી તજવીજ કરીને રિપોર્ટ કરવાનું કમિશન મોકલવાને કોર્ટ મુખત્યારછે.

### કલમ ૧૦ મી.

ઐન ઉપજ અથવા બજારની કિંમત ઓછી આંકી હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૧—સદરહુ પ્રકારની તજવીજનાં પરિણામ ઉપરથી કોર્ટની નજરમાં એવું આવશે કે ઐન ઉપજ અથવા બજારની કિંમત ઓછી આંકીછે, તો વત્તી આંકી હોય અને વત્તી ફી આપી હોય તે કોર્ટની નજરમાં યોગ્ય આવે તો કોર્ટે પાછી આપવી, પણ બરાબર આંકી નહીં હોય તો બજારની કિંમત અથવા ઐન ઉપજ બરાબર આંકી હોત તો જેટલી વત્તી ફી આપવી પડતે તેટલી બીજી વત્તી ફી આપવાનો કોર્ટે વાદીને હુકમ કરવો.

૨. એવે પ્રસંગે બીજી વત્તી ફી આપવામાં આવે ત્યાંહાં સુધી સદરહુ મુકદમો બંધ રાખવો અને કોર્ટ ઠરાવે તેટલી મુદતમાં સદરહુ બીજી વત્તી ફી નહીં આપે તો મુકદમો કાહાડી નાખવો.

૩. દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૮૦ મી કલમમાં "તકરારી બાબતોનો સફાઇ કરવાસારૂ" અથવા આ શબ્દોની આગળ "દાવાવાળી માલ મિલકતની બજારમાં કેટલી કિંમત થાયછે તે અથવા" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે, અને "નુકસાનની રકમ" આ શબ્દોનો આગળ "અથવા વરસદાહાડાની ચોખ્ખી ઉપજ" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે તે કલમનો અર્થ કરવો.

## કલમ ૧૧ મી.

દરમિયાન ઉપજ બાબતના અથવા હિસાબ બાબતના મુકદમામાં જેટલા રૂપીઆનો દાવો કીધો હોય તે કર્તાં વત્તા રૂપીયાનું હુકમનામું કરવામાં આવે ત્યારે કામ ચલાવવાની રીત.

દરમિયાન ઉપજ બાબતના અથવા સ્થાવર મિલકત બાબતના અને દરમિયાન ઉપજ બાબતના અથવા હિસાબ બાબતના મુકદમમાં દાવાવાળી ઉપજ કર્તાં અથવા વાદીએ જે દાદ માગી હોય તે દાદ બાબત જેટલા રૂપીઆનો દાવો બાંધ્યો હોય તે કર્તાં વત્તી ઉપજનું અથવા વત્તા રૂપીઆનું હુકમનામું થાય ત્યારે જેટલી ફી ખરેખરી આપી હોય તેટલી ફી અને જેટલી ઉપજનું અથવા જેટલા રૂપીઆનું હુકમનામું થયું તેટલી સઘળી ઉપજ બાબત અથવા તેટલા સઘળા રૂપીઆ બાબત ફરિયાદ કરી હોત તો જેટલી ફી આપવી પડતે તેટલી ફી એઓની વચેનો તફાવત યોગ્ય અમલદારને ત્યાંહાં ભરવામાં આવશે ત્યાંહાં સુધી તે હુકમનામું બજાવવું નહીં. અને કોર્ટ ઠરાવે તેટલી મુદતમાં સદરહુ વત્તી ફી નહીં આપે તો ફરિયાદ કાડી નાખવી.

દરમિયાન ઉપજના રૂપીઆની રકમ હુકમનામું બજાવતી વખતે નક્કી કરવાનું ઠરાવ્યું હોય અને સદરહુ પ્રમાણે નક્કી કરેલી ઉપજ દાવાવાલી ઉપજ કર્તાં વધે ત્યારે જેટલી ફી ખરેખરી આપી હોય તેટલી ફી અને સદરહુ પ્રમાણે નક્કી કરેલી સઘળી ઉપજની ફરિયાદ કરી હોત તે જેટલી ફી આપવી પડતે તેટલી ફી એઓની વચેનો તફાવત ભરવામાં આવશે ત્યાંહાંસુધી તો હુકમનામું બજાવવાનું કામ આગળ ચલાવવું નહીં. અને કોર્ટઠરાવે તેટલી મુદતમાં સદરહુ વત્તી ફી નહીં આપે તો ફરિયાદ કાડી નાખવી.

## કલમ ૧૨ મી.

કિંમત બાબતની તકરારનો ફેસલો.

૧—હરકોઇ અરજી બાબત અથવા અપીલની યાદી બાબત આ બાબ પ્રમાણે કાંઇ ફી આપવી હોય તેના રૂપીઆની રકમ ઠરાવવાસારૂ કિંમત બાબત તકરાર પડે તેનો ફેસલો જે કોર્ટમાં પ્રસંગ પ્રમાણે સદરહુ અરજી અથવા અપીલની યાદી ફૈલ કરી હોય તે કોર્ટે કરવો અને તે ફેસલો મુકદમાના પક્ષકારો બાબત આખરનો સમજવો.

૨. પણ સદરહુ પ્રકારનો કોઇ મુકદમો અપીલ કોરટની આગળ અથવા મંજુરીયત માગવાની અથવા તપાસની કોરટની આગળ આવે ત્યારે તે તકરારનો ખોટો ફેસલો થયો છે અને તેથી મેહશુલનું નુકસાન છે એવું તે કોરટની નજરમાં આવે તો તકરારનો બરાબર વાજબી ફેસલો થયો હોત તો જેટલી ફી આપવી પડતે તેટલી બીજી ફી આપવાનું જે પક્ષકારે ફી આપી હોય તે પક્ષકારને કોરટે ફરમાવવું. અને ૧૦ મી કલમનો ૨ જી રકમના ઠરાવ તેને લાગુ થશે.

## કલમ ૧૩ મી.

દિવાની ઈનસાફનું કામ ચલાવવાનો રીત બાબતના કાયદામાં કહેલા સબબોમાંના

અપીલની યાદી બાબત આપેલી ફી પાછી આપવી.

કોઇ સબબથી નિચલી કોરટે અપીલની અરજી અથવા ફરિયાદીનો અરજી ના મંજુર કરી હોય તે લેવાનો હુકમ થયો હોય અથવા અપીલ કર્યા પછી તેજ કાયદાની ૩૫૨ મી કલમમાં કહેલા સબબોમાંના કોઇ સબબથી કોઇ મુકદમો પાછો ફરીથી ફેસલો કરવાસારૂ નિચલી કોરટ ઉપર મોકલે તો અપીલની યાદી બાબત સ્ટાંપનો અવેજ આપ્યો હોય તે સઘળો કેલેકટરનો પાશેથી પાછો લેવાનો દાખલો અપીલ કરનારને અપીલ કોરટે આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ થયા પછી મુકદમો પાછો મોકલ્યો હોય ત્યારે પાછો મોકલવાનો હુકમ દાવાના તમામ વિષયને લાગુ નહી હશે તો તે વિષયના જે ભાગ બાબત અથવા ભાગો બાબત મુકદમો પાછો મોકલ્યો હોય તે ભાગ બાબત અથવા ભાગો બાબત જેટલી ફી અસલ આપવી પડી હોત તે કરતાં વત્તી ફી પાછી મળવાનો હક અપીલ કરનારને સદરહુ પ્રમાણે આપેલા દાખલા ઉપરથી અપીલ કરનારનો પોંહોચેછે એવું સમજવું નહી.

## કલમ ૧૪ મી.

હુકમનામાંનો તારીખથી નવમે દહાડે અથવા તે દહાડા પછી ફેસલો ફરી તપાસ

ફેસલો ફરિથી તપાસવાની અરજી બાબતની ફી પાછી આપવી.

વાની અરજી આપી હોય ત્યારે અરજદારનો ગફલતથી વાર-લાગી નહી હોય તો તે અરજી બાબત આપેલી ફી તે અરજી, ઉપર કહેલા દહાડા પેહલાં આપી હોત તો જે ફી આપવી પડતે તે ફી કરતાં જેટલી વત્તી હોય તેટલી કલેક-ટરની પાસેથી પાછી મળવાનો દાખલો કોરટને યોગ્ય જણાશે તો અરજદારને આપવાને કોરટ મુખ્તિયાર છે.

## કલમ ૧૫ લી.

ફેસલો ફરી તપાસવાની અરજી મંજુર થાય અને ફરિથી તપાસ કરિને કોરટ

ચુકના સબબથી કોરટ પોતાનો પેહલો ફેસલો ફેરવે અથવા તેમાં કાંઈ ફેરફાર કરે ત્યારે ફી પાછી આપવી.

પોતાનો પેહલો ફેસલો કાયદાના અથવા બનેલી વાતની ચુક થવાના સબબથી ફેરવશે અથવા તેમાં ફેરફાર કરશે ત્યારે અરજદારને કોરટમાંથી એવો દાખલો મળશે કે ફરિયાદીની અરજી બાબત અથવા અપીલની યાદી બાબત આપેલી ફી સદરહુ કોરટને બીજી કાંઈ અરજી આપવી હોય તે બાબત આ આક્ટને જોડેલાં બીજાં પરિશિષ્ટના પેહલા નંબરનો (બ) રકમ પ્રમાણે અથવા (ડ) રકમ પ્રમાણે જે ફી આપવી હોય તે કરતાં જેટલી વત્તી હોય તેટલી ફી કલેકટરનો પાશેથી તમોએ પાછી લેવી.

પણ અસલ તજવીજના વખતે જે પુરાવો હાજર થઈ શકતે તેવા કાંઈ નવા પુરાવા ઉપરથી ફેસલો બધો અથવા થોડો ઘણો ફેરવ્યો હશે અથવા તેમાં ફેરફાર કરયો હશે ત્યારે સદરહુ પ્રકારનો દાખલો મળવાનો હક આ કલમના પેહલા ભાગના કોઈ ઠરાવ ઉપરથી અરજદારનો પોંહચેછે એવું સમજવું નહીં

## કલમ ૧૬ મી.

હુકમનામાંના જે ભાગ બાબત અપીલ કરી નહીં હોય તે ભાગવિશે રેસપોનડેંટ તકરાર લે, ત્યારે બીજી વધારે ફી આપવી

હરકંઈ અપીલ દિવાની કોરટમાં કરવામાં આવે તે આખા હુકમનામા ઉપર નહી હોય પણ દાવાના વિષયના કંઈ ભાગ બાબત અથવા ભાગો બાબત જેટલું હુકમનામું હોય તેટલા ઉપરજ હોય અને હુકમનામાંના જે ભાગ ઉપર અપીલ હોય તે ભાગ સિવાય તે હુકમનામાંના જે ભાગ ઉપર અપીલ હોય તે ભાગ સિવાય તે હુકમનામાંના બીજા કંઈ ભાગ બાબત રેસપોનડેંટ (એટલે અપીલનો જવાબ દેનાર) તે અપીલનો ઇનસાફ થતી વખતે દિવાની ઇનસાફનું કામ ચલાવાની રીત બાબતના કાયદાની ૩૪૮ મી કલમ પ્રમાણે હરકત લે, તો, હુકમનામાંના જે ભાગ બાબત હરકત લીધી હોય તે ભાગ ઉપર અપીલ હોત તો જેટલી બીજી વત્તી ફી આપવી પડતે તેટલી ફી રેસપોન્ડેટ આપે ત્યાંહાંસુધી તે હરકત સાંભળવી નહીં.

## કલમ ૧૭ મી.

જુદી જુદી ફરિયાદો.

ફરિયાદીમાં જુદીજુદી બે અથવા વત્તી બાબતો હોય ત્યારે અરજીની અથવા અપીલની યાદીની ફી તે દરએક બાબતની જુદી જુદી ફરિયાદીની અરજીની અથવા અપીલની યાદીનો આ આક્ટ પ્રમાણે જેટલી ફી બેસતે તેટલી સઘળી ફી મળીને જેટલા રૂપીઆ થાય તેટલા રૂપીઆ ફી બેસશે.

દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૯ મી કલમ પ્રમાણે જે અધિકાર આપ્યોછે તે અધિકારને આ કલમના પેહેલા ભાગના કોઇ ઠરાવથી હરકત થાયછે એવું સમજવું નહીં.

## કલમ ૧૮ મી.

ફરિયાદી કરનારની લખેલી જુબાની.

ગેરવાજબી કેદ કરવાના અથવા ગેરવાજબી અટકાવ કરવાના ગુના બાબત અથવા જે ગુનાને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુના સિવાય બીજા ગુના બાબત જે માણસ ફરીયાદ કરશે તે માણસ જે અરજી બાબત આ આકટ પ્રમાણે ફી લીધીકે નેથી અરજી કરી ચુકયો નહીં હોય તેની પેલી અથવા એકજ જુબાની ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે લખી લેવામાં આવે ત્યારે ફરિયાદ કરનારે આઠ આના ફી આપવી જોઇએ. પણ તે ફી આપવાનું માફ કરવાનું કોરટની નજરમાં આવશે તો તે આપવી પડશે નહીં.

## કલમ ૧૯ મી.

કેટલાએક દસતાવેજોને ફીની માફી.

આ આકટના કોઈ ઠરાવ ઉપરથી નીચે લખેલા દસતાવેજો બાબત ફી બેસશે એવું સમજવું નહીં.

૧. હરકાંઇ ફરિયાદ કરવાનું અથવા તેનો જવાબ દેવાનું મુખત્યારનામું મલિકામાઆઝમાનાં લશકરમાંહેનો જે અંમલદાર અથવા વારંટ આફિસર અથવા ગેર સનદી અમલદાર અથવા સિપાઈ મુલકી ખાતામાં ચાકરીએ નહીં હોય તેણે લખી આપ્યું હોય ત્યારે.

૨. દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૧૮ મો અને ૧૬૪ મી કલમમાં કહેલી પ્રતિગ્ના.

૩. મુકદમાની પેલી રજુઆત કર્યા પછી કોરટે જે લખેલી હકીકત માગી હોય તે હકીકત.

૪. મિલિટરી કોર્ટ રિકવેસ્ટને આપેલી ફરિયાદીની અરજી અને તે કોર્ટનું હુકમનામું બજાવવા બાબતની અરજી.

૫. મદ્રાસ ઇલાકામાંહેનાં ગામના મુનસફો જે ફરિયાદોનો ઇનસાફ કરે તે ફરિયાદોની અરજીઓ.

૬. તેજ ઇલાકામાં ડિસ્ટ્રિકટ પંચાયતની આગળ ફરિયાદો થાય તે ફરિયાદોનો અરજીઓ તથા પ્રોસેસો (એટલે સમન, વારંટ વગેરે હુકમ).

૭. સન ૧૮૧૬ ના મદ્રાસના ૧૨ મા કાયદા પ્રમાણે કલેકટરનો આગળ ફરીયાદો થાય તે ફરિયાદોની અરજીઓ.

૮. વિલનો* પ્રોબેટ+ તથા લેટર્સ‡ આફ આડમિનિસ્ટ્રેશન અને આ આકટને જોડેલાં પેહેલાં પરિશિષ્ટના ૧૨ મા નંબરમાં કહેલો દાખલો જે માલમિલકત બાબત તે પ્રોબેટ અથવા લેટર્સ આર આડામનિસ્ટ્રેશન અથવા દાખલો આપ્યો હોય તે માલ-મિલકતના રૂપીઆ અથવા આકેલી કિંમત એક હજાર રૂપીઆ ઉપર નહીં હોય ત્યારે.

૯. જમીન ઉપર ધારો બેસાડવા સંબંધી હરકંઈ બાબતમાં અથવા તે ઉપર નો હક અથવા તેમાંહેના હક સંબંધ ઠરાવવાની બાબતમાં કલેક્ટરને અથવા જમીનનાં મેહસુલનો ઠરાવ કરનારા બીજા અમલદારને અથવા રેવેન્યુ બોર્ડને અથવા રેવેન્યુ કમિ-શનરને અરજી અથવા દરખાસ્ત આપવી હોય તે સદરહુ ઠરાવ આખરનો મંજુર થયા પેહલાં આપશે તો.

૧૦. સરકારનું પાણી ખેતીવાડીના કામસારૂ મળવા બાબતની અરજી.

૧૧. વત્તી જમીન ખેડવાની પરવાનગી મળવા બાબતની અથવા જમીન મુકી દેવા બાબતની અરજી—જે જમીનના મેહસુલનો ઠરાવ થયો હોય પણ કાયમ ઠરાવ થયો નહીં હોય તે જમીનનો ભોગવટો જે માણસ બારોબાર સરકારની સાથે કબુલત કરીને કરતો હોય તે માણસ જમીનનાં મેહસુલના અમલદારને આપશે ત્યારે

૧૨. જમિન મુકીદેવા બાબતની અથવા ભાડું (ગણોત) વધારવા બાબતની નોટીસ પોંહોંચાડવાની અરજી.

૧૩. જપ્તી કરવા બાબત મુખત્યારને અધિકારપત્ર લખી આપ્યું હોય તે.

૧૪. સાહેદી પુરવાસારૂ અથવા દસ્તાવેજ રજુ કરવાસારૂ હાજર થવા બાબત સાહેદને અથવા બીજા માણસને સમન કરવાની (ફોજદારી ગુનાના તોહમતની અથવા ફરિયાદીની અરજી શિવાય) પેહલવેલી દરખાસ્ત, અથવા કોર્ટમાં તાબડતોબ હાજર કરવાસારૂ કરેલી આફિડેવિટ (એટલે સમ ખાઇને અથવા પ્રતિજ્ઞા કરીને કરેલો લેખ) નહીં હોય તેવો કાંઇ પુરાવાનો કાગળ હાજર કરવા બાબત અથવા ફૈલ કરવા બાબત પેસવેહલી અરજી.

૧૫. *ફોજદારી કામમાંહેના હાજર જામિનખત તથા ફરિયાદ કરવાના અથવા સાહેદી પુરાવાના મુચલકા અને પોતાની જાતે હાજર થવા બાબતના અથવા બીજા કશા બાબતના મુચલકા.

૧૬. હરકોઈ ગુના બાબત પોલીસના હરકોઇ અમલદારને ત્યાંહાં અથવા મદ્રાસના અને મુંબઇના ગવરનર ઇનકૌનસિ, એ દરએકના તાબામાંહેના મુલકના ગામ-ના મુખીઓને ત્યાંહાં અથવા ગામની પોલીસની આગળ અરજી અથવા ફરિયાદ કરવી હોય ત્યારે.

---

* વિલ એટલે હરકોઈ માણસ સાવધ હોય ત્યારે પોતાના અક્કલ હુશિયારીથી મૃત્યુપત્ર કરીને તે ઉપર અંગ્રેજી કાયદા પ્રમાણે સહી કરીને તથા સાહેદી કરાવીને પ્ર-સિદ્ધ કરેછે તે મૃત્યુપત્ર.

\+ પ્રોબેટ એટલે વિલ અથવા ટેસ્ટેમેંટ અથવા કાડીસિલ કોર્ટમાં સાબિત કરીને તે પ્રમાણે મયત માણસની માલમિલકતનો વહીવટ કરવાસારૂ અધિકારપત્ર મળેછે તે પત્ર.

‡ લેટર્સ આફ આડમીનિસ્ટ્રેશન એટલે મયત માણસની માલમિલકતનો વહીવટ કરવાસારૂ કોર્ટમાંથી અધિકારપત્ર મળેછે તે પત્ર.

૧૭. કેદીનો અથવા જે બીજું માણસ કેદમાં હોય અથવા કોરટના કે કોરટના અમલદારોના અટકાવમાં હોય તેનો અરજી.

૧૮. હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં બયાન કરેલા સરકારી નોકરોની અથવા મ્યુનિસિપલખાતામાંહેના અમલદારોની અથવા રેલવે કંપનીના અમલદારોની અથવા નોકરોનો ફરિયાદ.

૧૯. સરકારી રાનમાંહેના ઈમારતી લાકડાં કાપવાનો રજા મળવા સારૂ અરજી કરવી હોય અથવા સદરહુ પ્રકારના રાન બાબત બીજી કંઈ અરજી કરવી હોય તે.

૨૦. અરજદારના સરકારનો પાસે રૂપીઆ લેણા હોય તે મળવા બાબતની અરજી.

૨૧. સન ૧૮૫૬ ના ૨૦ માં આક્ટ પ્રમાણે કરેલા ચોકીદારી પટીના ઠરાવ બાબત અથવા મ્યુનિસિપલ કર બાબત અપીલ કરવી હોય તેનો અરજી.

૨૨. સાર્વજનીક કામસારૂ મિલકત લેવા બાબત કાંઈ કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે નુકસાનનું વળતર મળવાસારૂ અરજી કરવી હોય તે અરજી.

૨૩. છોટા નાગપુરમાંહેના કેટલાએક સત્તા પ્રકાર નક્કી કરવા બાબત તથા તેનો બંદોબસ્ત કરવા બાબત અને દફતરમાં તે દાખલ કરવા બાબત સન ૧૮૬૯ નો બંગાલાનો ૨ જો આક્ટ છે ત આક્ટ પ્રમાણે નિમેલા સ્પેશલ કમિશનરને આપવાની અરજી.

૨૪. હિંદુસ્થાનમાંહેના લગ્ન બાબતનો આક્ટ કરીને વિક્ટોરિયા રાણીના રાજના ચોદમાં અને પંદરમાં વર્ષમાં ઠરેલા સ્ટાટુટનો ચાળીસમો બાબ છે તેની ૫ મી કલમ પ્રમાણે અથવા સન ૧૮૫૨ ના ૫ મા આક્ટનો ૯ મી કલમ પ્રમાણે જે અરજીઓ કરવી હોય તે અરજીઓ.

## બાબ ૪ થો.

---

### પ્રોસેસોની ફી.

### કલમ ૨૦ મી.

હાઈ કોરટે હેઠળ લખેલી વાતો બાબત જેમ બને તેમ જલદી કાનુનો કરવી.

પ્રોસેસોના ખરચ બાબત કાનુનો.

૧. સદરહુ કોરટે અપીલ લેવાનો પોતાનો હુકમત ચલાવતી વખતે જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અને સદરહુ હકુમતની હદમાં સ્થાપેલી બીજી દિવાની અથવા મુલકી કોરટોએ જે પ્રોસેસો આપ્યાં હોય તે પોંહોંચાડવા બાબત અને બજાવવા બાબત ફી લેવી જોઈએ તે ફી બાબત.

૨. સદરહુ હદમાં સ્થાપેલી ફોજદારી કોરટોએ, જે ગુનાને વાસતે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુના સિવાય બીજા ગુનાનાં કામમાં પ્રોસેસો આપ્યાં હોય તે પોંહોંચાડવા બાબત અને બજાવવા બાબત ફી લેવી જોઇએ તે ફી બાબત અને,

૩. પ્રોસેસો પોંહોંચાડવાનાં અથવા બજાવવાના કામસારૂ કોરટનો પરવાનગી લઇને પટાવાળા વગેરે બીજાં માણસો રાખ્યાં હોય તેઓનાં મેહેતાણાં બાબત કાનુનો કરવી.

સદરહુ પ્રમાણે કરેલી કાનુનો વખતે વખતે ફેરવવાનો તથા વધારવાનો અધિકાર હાઇ કોરટને છે.

કાનુનોની મંજુરી તથા પ્રસિદ્ધિ.

સદરહુ સઘળી કાનુનો તથા તેમાંનો ફેરફાર તથા તેમાં વધારેલો મજકુર સ્થાનિક સરકાર કાયમ કરશે અને ઇંડીયાના ગવરનર જનરલ ઇન કૌનસિલ મંજુર કરશે ત્યારપછી ઠેકાણેઠેકાણેના સરકારી ગ્યાજેટમાં છપાવવો અને તે છપાઇને પ્રસિધ થશે એટલે કાયદા પ્રમાણે ચાલશે.

પ્રોસેસો પોંહચાડવા બાબત અને બજાવવા બાબત હમણા જેટલી ફી લેછે તેટલીજ ફી સદરહુ પ્રકારની કાનુનો ઊપર કહ્યા પ્રમાણે કરવામાં આવશે અને પ્રસિદ્ધ કરવામાં આવશે ત્યાંહાંસુધી લયાં કરવી અને તે ફીને આ આક્ટ પ્રમાણે લેવાની ફી સમજવી,

## કલમ ૨૧ મી.

પ્રોસેસોની ફીનું કોષ્ટક.

સદરહુ પ્રમાણે પ્રોસેસો પોંહચાડવાની અને બજાવવાની ફી લેવી જોઇયે તેનું અંગ્રેજીમાં અને દેશભાષામા કોષ્ટક તયાર કરીને દરએક કોરટની પ્રસિદ્ધ જગાએ જોવાસારૂ ચોઢી મુકવું.

## કલમ ૨૨ મી

ડિસ્ટિક્ટ કોરટના અને તાબામાંહેની કોરટના પટાવાળાઓની સંખ્યા.

જે કાનુનો હાઇ કોરટ કરે અને સ્થાનિક સરકાર તથા ઇંડિયાના ગવરનર જનરલ ઇન કૌંસિલ મંજુર કરે તે કાનુનોનું ધોરણ રાખીને.

દરએક ડિસ્ટ્રિક્ટ જડજે તથા દરએક ડિસ્ટ્રિક્ટના માજીસ્ટ્રેટે પોત પોતાની કોર્ટમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અને તેના તાબામાંહેની દરએક કોર્ટમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો પોંહોંચાડવા સારૂ અને બજાવવાસાર જેટલા પટાવાળા ચાકરીએ રાખવાની જરૂર હોય તેઓની સંખ્યા ઠરાવવી અને તેમાં વખતે વખતે ફેરફાર કરવાને તે મુખ્તિયાર છે.

અને અદાલતનો હાઇ કોરટની અસલ દિવાની ફરીયાદી લેવાની મામુલ હકુમતની

જીલ્હામાંહેનો ન્હાના મુકદમાંની કોરટોના પટાવાળાઓની સંખ્યા.

હદ બાહારની ન્હાના મુકદમાની કોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબત સન ૧૮૬૫ નો ૧૧ મો આક્ટ છે તે આક્ટ પ્રમાણે સ્થાપેલી ન્હાના મુકદમાનો દરએક કોરટ આ કલમના કારણસાર ડિસ્ટ્રિક્ટ જડજની કોર્ટના તાબા માહેની કોર્ટ છે એવું સમજવું.

## કલમ ૨૩ મી.

મુલકી કોર્ટના પટાવાળાઓની સંખ્યા.

ડિસ્ટ્રિક્ટના કલેક્ટરનું કામ જે અમલદાર ચલાવતો હોય તેણે પોતાની કોર્ટમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અને તેના તાબામાંહેની કોરટોમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો પોંહોંચાડવાસાર અને બજાવવાસાર જેટલા પટાવાળા ચાકરીએ રાખવાની જરૂર હોય તેઓની સંખ્યા તેણે નિરબંધ રાખનારા મુખ્ય મુલકી અમલદાર જે કાનુનો કરે અને સ્થાનિક સરકાર તથા ઈંડીયાના ગવરનરજનરલ ઈનકૌનસિલ મંજુર કરે તે કાનુનોનું ધોરણ રાખીને ઠરાવવી અને તેમાં વખતે વખતે ફેરફાર કરવાને તે મુખ્તિયાર છે.

## કલમ ૨૪ મી

આ બાબ પ્રમાણે પોંહોંચાડવાના પ્રોસેસો દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે પોંહોંચાડવાનાં પ્રોસેસો છે એહેવું સમજવું.

આ બાબપ્રમાણે પોંહોંચાડવાનું અથવા બજાવવાનું દરએક પ્રોસેસ, દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાનો ૧૮૮ મી કલમ પ્રમાણે અને સન ૧૮૫૯ નો ૮ મો આક્ટ સુધારવા બાબત સન ૧૮૬૧ નો ૨૩ મો આક્ટ છે તે આક્ટનો ૨ જી કલમના અર્થ પ્રમાણે પ્રોસેસ છે એહેવું સમજવું.

---

# બાબ ૫ મો.

## ફી લેવાની રીત.

## કલમ ૨૫ મી.

સ્ટાંપ વડે ફી વસુલ કરવી.

૩ જી કલમમાં કહેલી અને આ આક્ટ પ્રમાણે જે ફી લેવી હોય તે સઘળી ફી સ્ટાંપ વડે વસુલ કરવી.

### કલમ ૨૬ મી.

સ્ટાંપ પાડવા અથવા વળગે તેહેવા જોઇએ.

આ આક્ટ પ્રમાણે જે ફી લેવી હોય તે બતાવવાસાર સ્ટાંપ વાપરવા તે ઇંડિયાના ગવરનર જનરલ ઇન કૌનસિલ ઇંડીયા ગ્યાઝેટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને હુકમ કરશે તે પ્રમાણે પાડેલા જોઇએ અથવા વળગે તેવા જોઇએ, અથવા થોડા ઘણા પાડેલા અને થોડાઘણા વળગે તેવા જોઇએ.

### કલમ ૨૭ મી.

સ્ટાંપ પુરા પાડવા બાબત તથા તેની સંખ્યા બાબત અને તે નવા કરી આપવા બાબત અને તેનો હિસાબ રાખવા બાબત કાનુનો.

સ્થાનિક સરકારને વખતે વખતે હેઠળ લખેલી વાતો બાબત કાનુનો કરવાનો અધિકાર છે.

(અ).—આ આક્ટ પ્રમાણે વાપરવાના સ્ટાંપ પુરા પાડવા બાબત.

(બ).—આ આક્ટ પ્રમાણે જે ફી લેવી હોય તે બતાવવાસાર વાપરવાની સ્ટાંપની સંખ્યા.

(ક).—બગડેલા અથવા ખરાબ થયલા સ્ટાંપ નવા કરી આપવા બાબત અને,

(ડ).—આ આક્ટ પ્રમાણે વાપરવાના સઘળા સ્ટાંપનો હિસાબ રાખવા બાબત કાનુનો કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યુછે કે ૩ જી કલમ પ્રમાણે હાઇ કોર્ટમાં વાપરવાના સ્ટાંપ બાબત તે કોર્ટના ચીફ જસટિસનાં અનુમતથી સદરહુ પ્રકારની કાનુનો કરવી.

સદરહુ પ્રકારની સઘળી કાનુનો ઠેકાણાં ઠેકાંણાંના સરકારી ગ્યાઝેટમાં છપાવવી અને તે છપાઇને પ્રસિદ્ધ થશે એટલે તે કાયદા પ્રમાણે ચાલશે.

### કલમ ૨૮ મી.

સ્ટાંપ મારવાના દસતાવેજ ચુકથી લેશે તે બાબત.

જે દસતાવેજ ઉપર આ આક્ટ પ્રમાણે સ્ટાંપ જોઇએ તે ઊપર યોગ્ય સ્ટાંપ માર્યા વગર અથવા મારવામાં આવે ત્યાંહાંસુધી તે દસતાવેજ કાયદાસર છે એવું સમજવું નહીં.

પણ સદરહુ પ્રકારના કોઇ દસતાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ માર્યા વગર તે દસતાવેજ ચુકથી અથવા નજરચુકથી કોઈ કોર્ટમાં અથવા કચેરીમાં લીધો હોય અથવા ફૈલ કર્યો હોય અથવા કામમાં આણ્યો હોય તો પોતાને યોગ્ય જણાયાથી પોતે ફરમાવે તે પ્રમાણે તે દસતાવેજ ઊપર સ્ટાંપ મારવાનો હુકમ કરવાનો અધિકાર પ્રમુખ (એટલે સરનશીન)

ની જગાએ બેસનારા જડજને અથવા કચેરીના મુખ્યને અથવા હાઈકોરટને પ્રસંગે તે કોરટના હરકોઇ જડજને છે. અને તે પ્રમાણે તે દસતાવેજ ઉપર સ્ટાંપ મારયા પછી તે દસતાવેજ અને તે સંબંધી ચલાવેલું દરએક કામ તે દસતાવેજ ઉપર પેહેલવેલાંજ યોગ્ય સ્ટાંપ મારયો હોત તો જે પ્રમાણે કાયદાસર હોત તેજ પ્રમાણે તે કાયદેસર છે એવું સમજવું.

### કલમ ૨૯ મી.

દસતાવેજ સુધારવો.

સદરહુ પ્રકારનો હરકોઈ દસતાવેજ ચુક દુરસ્ત કરીને પક્ષકારોની અસલ મતલબ પ્રમાણે કરવાસારૂજ સુધારશે તો નવો સ્ટાંપ આપવાનું ઠરાવવાની જરૂર નથી.

### કલમ ૩૦ મી.

સ્ટાંપ રદ કરવો.

જે દસતાવેજને આ આકટ પ્રમાણે સ્ટાંપની જરૂર હોય તે દસતાવેજ સ્ટાંપ રદ કરયા વગર કોઈ કોરટમાં અથવા કચેરીમાં કોઈ કામમાં પેશ કરવો નહીં અથવા તે પ્રમાણે વહીવટ કરવો નહીં.

જે અમલદારને કોરટ અથવા કચેરીનો મુખ્ય વખતે વખતે નીમે તે અમલદારની પાસે સદરહુ પ્રકારનો દસતાવેજ આવે એટલે તેણે તે ઉપરનો સ્ટાંપ તાબડતોબ એવી રીતે રદ કરવો કે ભાગ કે સ્ટાંપ ઉપર લખેલી રકમ કાયમ રાખીને ચિત્રનું માથુ તોડી નાખવું અને તોડી નાખેલો ભાગ બાળી નાખવો અથવા બીજી રીતે તેને નાશ કરી નાખવો.

---

## બાબ ૬ ઠો.

### પરચુરણ.

---

### કલમ ૩૧ મી.

ફોજદારી કોર્ટોને કરેલી અરજીઓ બાબત જે ફી આપી હોય તે પાછી આપવી.

૧. જે ગુનાને વાસતે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખતાર છે તે ગુના સિવાય બીજા ગુનાની ફરીયાદીની અથવા તોહોમતની અરજી કોઇ ફોજદારી કોરટને આપવામાં આવે ત્યારે તોહોમતવાળાં માણસને તે કોરટ ગુનેગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની અરજી બાબત ફરિયાદ કરનારે ફી આપી હોય તો તે તેને પાછી આપવાનો કોરટે તે ગુનેગારને હુકમ કરવો.

